

શ્રીમદ્ જગદ્ગુરૂ શ્રી શારદાપીઠાધીશ્વર શ્રીમચ્છંકરાચાર્ય
મહારાજશ્રી માધવતિર્થ સ્વામિ પાટણમાં પધાર્યા
તે નિમિત્તે પ્રસંગોપાત રચેલી—

# महाराजश्रीनी कविताओ.

બનાવી પ્રસિદ્ધ કરનાર,
અંબાલાલ લજ્યાશંકર આચાર્ય-પાટણ. ગુજરાત.

અમદાવાદ
ધી ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું

સંવત ૧૯૬૭. આવૃત્તિ ૧ લી. ઇ. સ. ૧૯૧૧.

( ઋષિ પંચમી ) પ્રત ૧૦૦૦.

કિંમત અમૂલ્ય.

શ્રીમદ્ જગદ્‌ગુરૂ શ્રી શારદાપીઠાધીશ્વર શ્રીમચ્છં-
કરાચાર્ય મહારાજશ્રી માધવતિર્થ સ્વામિ પાટણમાં
પધાર્યા તે નિમિત્તે રચેલી

# મહારાજશ્રીની કવિતાઓ.

---

**મનહર છંદ.**

( ૧ )

ધર્મના પ્રચાર કાજ, ધર્મના વિસ્તાર કાજ,
ધર્મના ઉદ્ધાર કાજ, ધર્મગુરૂ સ્વામી છો.
અધર્મને તોડનાર, અધર્મ ખંડનકાર,
અધર્મના માર્ગ પુરનાર ધર્મ ગામી છો.
કર્મહીન, ધર્મહીન, ભર્મહીન, બ્રાહ્મણોને,
ઉપદેશ આપી, સત્ય માર્ગ દોરનાર છો.
પ્રણમું છું વારવાર, બ્રાહ્મણોને તારનાર,
જગતગુરૂ જગત વિશે, ધર્મમાં દોનાર છો.

( ૨ )

શ્રી કૃષ્ણએ ગોપ, અને ગાયંના તણાય માટે,
ગોવર્ધન ધારી, ગોપ ગાયને બચાવી છે.
તેમ તમે અધર્મમાં, દ્વીજ ના તણાય માટે,

ધર્મ ગિરિધારી, ધર્મધ્વજા ફરકાવી છે.
અપાર વિભૂતિ છતાં, ભાલ વિભુતિ ધારીને,
વિરક્ત રહ્યા છો વિભૂતિથી શ્રુતિ જાણીને,
ધન્ય ! ધરાપર ધર્મ–ભાનુને પ્રકાશનાર,
પ્રણમું સ્વામિને, અને અવદર વાણીને.

( ૩ )

સુર્યના પ્રકાશ થકી, તિમિર નાસે છે તેમ;
આપના દર્શન થકી, પાપ દૂર થાય છે.
ગરૂડના ગમનથી, સર્પ છુપાયે છે તેમ;
આપનાથી અધર્મીઓ, ડરી દૂર જાય છે.
શ્રુતિ, સ્મૃતિ તણા શસ્ત્ર વડે શત્રુઓને જીત્યા;
વિવાદ કરીને અન્ય ધર્મીને હંફાવીયા.
પાટણના પૂણ્ય થકી, આપનાં દર્શન થયાં;
અહોભાગ્ય ! અમારાં કે–આપ અત્રે આવીયા.

( ૪ )

વૈદિક ધર્મનું કરે ખંડન જે તેહ સાથ;
શાસ્ત્રાર્થ સંગ્રામ કરવામાં આપ શૂર છો.
વેદ, ઉપવેદ, ઉપનિષદો ને સ્મૃતિ આદી;
શાસ્ત્રમાં પ્રવિણ આપ પંડિતજી પૂર છો.
પ્રાન્તે પ્રાન્ત ફરી, અને ધર્મ ઢાલ ધરી ભારી;
અધર્મ અટકાવવામાં ક્યારે આપ દૂર છો ?
ધર્મીષ્ટની સાથે, પ્રીતિ રાખવામાં પૂરા અને—
ધર્મહીન નીચજનો સાથે સદા દૂર છો.

( ૫ )

આદ્ય શંકરાચાર્ય જેમ, દેશદેશ ફરી અને,
દિગ્વિજય કરીને, અમર નામ કર્યું છે.
તેવી રીતે તમે પણ, ઠામઠામ ઠીક ઠરી,
ઉપદેશ આપવાનું, સુ કાર્ય આદર્યું છે.
તેથી શંકા થાય આજ, તે તો કહુંછું પ્રકાશ,
આદ્ય શંકરાચાર્યે ભૂતળે રૂપ ધર્યું છે !
ધર્મ, કર્મથી અજાણ, બ્રાહ્મણોને શોધી, બોધી—
અંબાલાલ કહે, શુભ કર્મ આ આચર્યું છે.

---

ભૂજંગી છંદ.

અહો ! સ્વામિજી અર્જ મારી સ્વીકારો;
મને શિષ્ય જાણી સદાનો તમારો.
કરીને કૃપા શુભ આશિષ આપો;
નમસ્તે, નમસ્તે, ટળ્યાં સર્વ પાપો.

---

( ઉપરની કવિતા, મહારાજશ્રી પાટણમાં પધાર્યા તેજ દિવસે મે. છગનલાલ મગનલાલ ઝવેરીના બંગલા પર મહારાજશ્રીના સન્મુખ ગાવામાં આવી હતી. )

## રાગ સાક.

( ૧ )

શ્રી શંકર સ્વામી છો બહુ નામી,
અંતર્યામી, જગત ગુરૂ પ્રખ્યાત. ટેક.
તમ દર્શન પામી, ને દુઃખ વામી,
વંદીએ સ્વામી, જગત ગુરૂ વિખ્યાત.— શ્રી શંકર.
વૈદિક ધર્મની જયગર્જના કરતી,
ફરકે ધ્વજાઓ આકાશ,
અજ્ઞતા રૂપી તિમિર હરીને,
કરશો જ્ઞાન પ્રકાશરે—
કીધા અમને આભારી, અત્રે પધારી,
શાન્તિ પ્રસારી, જગતગુરૂ વિખ્યાત,—શ્રી શંકર.

( ૨ )

શારદાપીઠ દ્વારિકાધીશ્વર,
માધવતીર્થ મહારાજ,
પરમ પવિત્ર શ્રી શંકર સ્વામી.
અત્રે પધારી આજરે,—
કીધાં આનંદી ભારી, સૌ નરનારી,
છો સુખકારી, જગતગુરૂ વિખ્યાત.— શ્રી શંકર.

( ૩ )

મેઘની રાહ મયુર જુએ ત્યમ,
જોતા આશે સૌ જંતો

આપ પધારતાં આનંદ આપ્યો,
(જેમ) અંધ પામે લોચનરે,—
થાઓ સ્વામી તણો જય, વિજય વિજય,
જય જય, જય જય, જગતગુરૂ વિખ્યાત. શ્રી શંકર.

---

## શાર્દૂલ વિક્રીડિત છંદ.

( ૧ )

જેના દીવ્ય પ્રકાશથી હૃદયમાં, પ્રેમાંકુરો ફુટતાં;
જેના વાણી વિલાસથી હૃદયમાં, નીતિ શરો છૂટતાં,
જેના વિજય ઘોષથી ગગનમાં, અભ્રો ગતિ વીસર્યા,
જેથી ગ્રામી થઇ જુઓ નગરમાં, આનંદી સૌને કર્યા.

( ૨ )

જેના જ્ઞાનતણી સીમા નહિ કદી, અજ્ઞાન કલ્પી શકું;
પૂરો પ્રેમતણો અહા ! ઘટ ભર્યો, ક્યારે બધું પી શકું ?
શ્રૌત, સ્માર્ત પ્રચારવા જગતમાં, સ્વામી પ્રયત્નો કરે;
અજ્ઞાની નરનારના હૃદયનાં, અજ્ઞાનને જે હરે.

( ૩ )

આપો આશિષ શુદ્ધ પ્રેમ ધરીને, જેથી રીઝે શારદા;
જેથી વિઘ્ન નડે ન કાવ્ય કરતાં, સુખી રહું સર્વદા.
શ્રીમચ્છંકર સ્વામિના દરશને, તૃપ્તિ ન અત્રે થતી;
અંબાલાલ તણી સહુ ઉરમીઓ, પૂરી થઇ જે હતી.

---

## હરિગીતું વૃત.

આતુર હતાં જન સર્વ તે આતુરતા આજે ટળી;
આશા હતી બહુ દીનની, દર્શનતણી આજે ફળી.
આનંદ જળમાં ડોલતું, પંકજ—હૃદય અસ્થિર થઇ,
વંદુ સહર્ષ સ્વામિને, સૌ વ્યગ્રતા ન્હાશી ગઇ.

---

## શિખરિણી છંદ.

શશી ધાર્યો ભાલે, નયન ત્રણ, જેને શિર જટા;
વહે જેમાં ગંગા, ચહું દિશ તરંગો તણી ઘટા;
વિરાજે કૈલાસે, અઘહરણ શ્રી શંકર સદા;
ઉપાસે છે તેને, નમન કરવાને ચહું સદા.

---

## શાર્દૂલ છંદ.

વંદુ શંકર સ્વામિને સહૃદયે, વંદુ વળી સર્વને;
જેથી તાપ અમાપ પાપ ટળીને, ત્યાગી દઉં ગર્વને,
વિદ્યા, બુદ્ધિ, સુસિદ્ધિ રિદ્ધિ સરવે, જેના પ્રતાપે મળે,
એવા શંકર સ્વામિના શરણમાં, રે'તાં દુઃખો સૌ ટળે.

---

## ગઝલ કવ્વાલી.

પ્રણામી સ્વામિ હું માગું, બતાવો માર્ગ શ્રુતિનો
શ્રુતિને રક્ષનારા છો, બતાવો માર્ગ શ્રુતિનો
અવિદ્યા ગાઢ નિદ્રામાં, સુતેલા જીવને દેખી,
જગાડો વેદ ઘોષેથી, બતાવો માર્ગ શ્રુતિનો.—પ્રણામી૦
ધ્વની વેદો તણા થાતાં, જશે કિલ્મીષ સૌ ન્હાસી,
પ્રકાશિત અમ હ્રદય થાશે, બતાવો માર્ગ શ્રુતિનો.—પ્રણામી૦
ખડાં અજ્ઞાનનાં ઝાડો, કરે અજ્ઞાનની વૃદ્ધી,
સુકાવો વેદ-ભાનુથી, બતાવો માર્ગ શ્રુતિનો.—પ્રણામી૦
સરિતા જ્ઞાન અમ્રતની, વહેશે આપના મુખે;
કરીશું સ્નાન સૌ તેમાં, બતાવો માર્ગ શ્રુતિનો.—પ્રણામી૦
તમે પિતા, તમે ગુરૂ, તમે સ્વામિ અમારા છો;
કૃપા કર શિરપર મુકી, બતાવો માર્ગ શ્રુતિનો.—પ્રણામી૦
અંબાલાલ હું અજ્ઞાન, છું નાદાન, છું નાદાન,
પ્રણામું પ્રેમથી સ્વામી, બતાવો માર્ગ શ્રુતિનો.—પ્રણામી૦

---

"સુંદર મુખ તુંડીલ તનુ નંદીકેશ્વરા" એ રાગ.

નમન કરૂં વારંવાર સ્વામિ સુખકરા;
આ ભવાબ્ધિ તારનાર, નાવ અઘહરા. નમન૦

જીવ્હાએ વસે છે દેવિ, શ્રી સરસ્વતિ.
અંતરે વસે છે સદા, પ્રીતિ ને નીતિ.
શિષ્ય ઉપર સર્વદા, કૃપા રહે અતિ.

નમીએ......હરખે......સરવે........
વિનય ધરી,-પ્રીતિથી ભરી,—સ્તુતિ આ કરી.
અલ્પ છે ગીરા......નમન૦
કર્યાં કૃતાર્થ શિષ્ય ઉપદેશ આપીને,
અજ્ઞતા અમારી સ્વામિ સર્વ કાપીને,
ધર્મનું સ્વતંત્ર રાજ્ય અત્ર સ્થાપિને,
હૃદયે......સુમતિ......ભરીને.........
શિર ધરીએ,—સ્તુતિ કરીએ,—ઉર ઠરીએ,—
હે પ્રભુ સ્વરા........નમન૦

---

**રાગ ધનાશ્રી.**

મંગળમય દિન આજ, અમારે, મંગળ૦
સર્વ દિસે સુખ સાજ, અમારે મંગળ૦ ટેક
શંકરાચાર્ય મહારાજ પધારી,
કીધા કૃતારથ આજ, અમારે મંગળ૦
પવિત્ર કીધું ધામ આ આજે,
પવિત્ર સર્વ સમાજ, અમારે મંગળ૦
આનંદ આનંદ સઘળે વ્યાપ્યો,
દરશનથી મહારાજ, અમારે મંગળ૦
છો ગુણ ગામી, શંકર સ્વામી,
જય જય જય ગુરૂરાજ, અમારે મંગળ૦
દર્શન પામી ને દુઃખ વામી,

હર્ષિત છે સૌ આજ, અમારે મંગળ૦
અંબાલાલનાં પાપો કાપ્યાં,
વંદુ હેને મહારાજ. અમારે મંગળ૦

---

## કમળપ્રબંધ-ભુજંગી છંદ.

નિહાળી અહો શંકરાચાર્ય સ્વામી,
ટળ્યાં પાપ સૌ અંતરે જ્ઞાન પામી,
થયા ભાગ્યશાળી અમો સર્વ સ્વામી,
નમસ્તે મહારાજ સદ્ધર્મ ગામી. ૧
તમે છો ગુરૂદેવ, સ્વામી અકામી,
વળી વિદ્વત્તાથી ઘણી કીર્તિ જામી,
કરૂં પ્રાર્થના પ્રેમથી શિષ નામી,
પિતા છો અમારા નમામી, નમામી. ૨

---

## હરિગીત વૃત.

( ૧ )

મહારાજ છો ગુરૂરાજ શંકર સ્વામી અતિ આનંદદા,
પાપો તણાં બંધન તૂટ્યાં, સેવક જનોનાં સર્વદા;
શુભ શારદાપીઠના પતિ, અતિ વિદ્વત્તામા વિચર્યા;
સહુ ભેદ જાણી વેદના ને, વેદ કંઠાગ્રે કર્યા.

( ૨ )

દર્શન થકી દૂર જાય છે, એમ પાપ સૌ પ્રજળી જઈ;
આનંદમય અંતર થતું, સૌ શોકને વિસરી જઈ;
મેળો મળ્યો માનવ તણો, શુભ બોધ અમ્રત પામવા;
તીમીર હૃદયનું ટાળવા, ધોતિ નીતિની જામવા,

( ૩ )

કીધા કૃતારથ આજ અમને, સર્વને દરશન દઈ;
કૈલાસ કેરા વાસમાં, યમરાજની ભીતિ ગઈ;
નહિં ડર અહીં દાનવતણો, વૃષ્ટિ અમિની વરસતી;
છે, છે, અમરજન સર્વ ! એવી કલ્પના ક્ષણભર થતી.

( ૪ )

ઉડતાં જુઓ અટકી ગયાં, પક્ષી તરૂ આશ્રીત થયાં;
માનવ હૃદય આનંદ કેરાં, અંકુરો ફૂટી રહ્યાં;
બિરાજીઆ મહારાજ સિંહાસન ઉપર આસન કરી;
ચોપાસ શાન્તિ દેવીએ અહીં શ્વેત ચાદર પાથરી.

( ૫ )

મંડપ મનોહર દીપતો, કદળી તણા સ્થંભોવડે;
મહારાજની 'જય જય' તણો જય ઘોષ ગ્રહ ગણને અડે;
જ્યોતિ વિશે જ્યોતિ મળે, જ્યમ એક રૂપ જણાય છે;
મહારાજ કેરા તેજ મધ્ય, સમાજ સૌ મળી જાય છે.

( ઉપરની કવિતા, અત્રેના વડનગરા નાગર જ્ઞાતિ તરફથી હાટકેશ્વર મહાદેવમાં શ્રીમદ્ શંકરાચાર્ય મહારાજની પધરામણી હતી તે વખતે ગાઈ હતી. )

## મનહર છંદ.

( ૧ )

ૐ નું નીશાન અને, વ્યાખ્યાન નગારખાનું;
તર્ક તલવાર, ગોળી ગાયત્રીના છંદની.
વેદ રૂપી તોપ અને, વેદ મંત્ર રૂપી છરા;
ઉભ બામગરી વડે મજા આવી જંગની.
શાસ્ત્ર તણા અશ્વપર સ્વારી મહારાજ તણી;
સાથે લીધી સેના બધી, શ્રોતાઓના વૃન્દની;
અધર્મરૂપી અહિથી, યુદ્ધ કરવાને ચાલ્યા;
જય જય બોલો, જગતગુરૂ સુખકંદની.

( ૨ )

પ્રબળ અવિદ્યા તણું, દેશમાં દેખીને, દુર—
કરવાનું કામ જેને, ખંત થકી ધાર્યું છે.
વર્ણાશ્રમ વ્યવસ્થાને, દઢ કરવાને માટે,
પર્યટન પ્રાન્તે પ્રાન્ત, કરવા સ્વીકાર્યું છે.
ચાતુર્વર્ણ્ય પ્રજા તણા, હીતના વિચાર જેના,
હૃદયમાં રહે, આઠ પ્રહર વાસો કરી.
શ્રીમાન શંકરાચાર્ય, કરવા વૈદિક કાર્ય;
હણવાને દુરાચાર, ઢાલ ધર્મની ધરી.

( ૩ )

વનિતાવિશ્રામ સ્થાપિ, બોધ વનિતાને આપી;
અબળાના અંતરના, અજ્ઞાનને ટાળતા.
પુસ્તકો પ્રગટ કરી, નીતિમય નવાં નવાં;

પ્રજાતણાં પાપ, પોતે એ વડે પ્રજાળતા.
નિત્ય નિત્ય નવાં નવાં, ધાર્મિક વિષય તણાં,
વ્યાખ્યાન આપીને વ્હેમ તણા કોટ તોડતા.
શ્રૌત, સ્માર્તનો પ્રચાર, કરીને પ્રજાનું ચિત્ત,—
દાખે અંબાલાલ, સ્વામી વેદ સાથ જોડતા.

---

## હરિગીત છંદ.

( ૧ )

અજ્ઞાન અંધારા વિશે, જોઇ ભટકતા બ્રાહ્મણો,
કીધો પ્રકાશ, વિનાશ કરવા, (તિમિર) સ્વામીએ વેદો તણો.
તે વેદભાનુના પ્રકાશે, અજ્ઞતા ઉડી ગઇ;
સુરવર થકી વેદોતણા, અમ પાપ વૃત્તિ દૂર થઇ.

( ૨ )

જ્યમ અર્કના ઉદય થકી, ઉલુક અતિ ધબરાય છે;
ત્યમ સ્વામિની દ્રષ્ટી સમીપથી, પાપીઓ દૂર જાય છે.
'હર હર' તણા સુઘોષથી, જન અધમ સઘળા થરથરે,
મહારાજશ્રી જીહ્વાગ્રથી, હરનીશ બોધામૃત ઝરે.

( ૩ )

વળી વર્ણને આશ્રમ તણા, અધિકાર ભેદ બતાવીને,
કીધા કૃતારથ સર્વ, વૃષ્ટી જ્ઞાનની વરસાવીને.
ટાળી અનીતિ અમતણી, શિક્ષા દઇ નીતિ તણી,
આપી પ્રમાણો શાસ્ત્રનાં; અંતરથી કુબુદ્ધિ હણી.

( ૪ )

શુભ દ્વારિકાં સંસ્થાન, વિદ્યા પીઠપર વિરાજીને,
ડંકો બજાડયો દેશમાં, સદ્ધર્મ કેરો ગાજીને.
વળી દેશને વિદેશમાં થઈ અમર જેની નામના,
તે સ્વામિના દર્શન વડે, પુરણ થઇ મન કામના.

( ૫ )

આચાર્યની પદ્મી દીપાવી, અધિક ઉત્તમ ગુણ વડે;
નહિ લેશ પણ અભિમાન જેના અંતરે શોધ્યો જડે.
ગુરૂપીઠનું ગૌરવ વધ્યું, સુપ્રયાસથી સ્વામિ તણા,
વૈદિક વિષયને ચર્ચતાં, રાખે નહિ સ્વામી મણા.

( ૬ )

જય થાઓ શંકર સ્વામીનો, ઝળકો વિજયનો વાવટો,
વેદોક્ત વિધિનો વિજય! સંખ્યા અધર્મીની ઘટો,
'હરહર' તણા ઉચ્ચારથી, અમ હૃદય ભીનાં હો સદા,
શ્રી સ્વામી માધવતીર્થની પ્રીતિ રહો શિર સર્વદા.

---

## શાર્દૂલવિક્રિડીત છંદ.

( ૧ )

શ્રીમચ્છંકર સ્વામિ નામો શિવને, વંદુ અતિ ભાવથી;
તારો હસ્ત ગ્રહી કૃપાળ શિશુને, વેદોરૂપી નાવથી.
જે વેદામૃત પાનથી રૂષિ ગણો, પદ્મી રૂડી પામીઆ,
જે વેદામૃત પાનથી મુનીવરો, સેત્કાદીને વામીઆ,

( २ )

તે વેદામૃત પાનની થઇ તૃષા, તૃપ્તી કરો સ્વામિજી.
આશા એજ પુરી થતાં અવરની, ઇચ્છા નથી સ્વામિજી.
પ્રાપ્તી સ્વર્ગતણી નથી કઠીણજો, વેદો પઢે પ્રેમથી,
જેમાં સર્વ રહસ્ય છે જગતનું, કે'છે ઋષિઓ કથી.

( ૩ )

આપો તો શુભ જ્ઞાન દાન અમને, જેથી ટળે આપદા;
કાપો તો કુમતિ અમારી સઘળી, જેથી સુખી સર્વદા;
સ્થાપો તો કર આપનો અમ શિરે, શિશુ ગણી સ્થાપજો;
નીતિ, ભક્તિ, વિવેક ને, વિનયની, શિક્ષા મને આપજો.

( ૪ )

પામી બ્રાહ્મણ ધર્મને અથ ઇતિ, મુક્તિ પથે હું પણું,
વામી આધી, ઉપાધિ, વ્યાધી, જગની, જ્યોતિ વિષે જૈ મળું.
આ સંસાર અપાર સ્હેજ તરવા, કોટી પ્રયત્નો કરો,
અંબાલાલ કહે તજ્યું અવર મેં, સ્વામી તણો આશરો.

---

## હરિગીત છંદ.

( ૧ )

આનંદ શ્રોતા વૃન્દમાં, પ્રસરી રહ્યો આજે અતી,
મહારાજના સુમધુર શબ્દોની અસર મનમાં થતી;
ઇશ્વરકૃપાથી આજ શંકર સ્વામિની સ્વારી રહી,
શુભ જ્ઞાન અમૃત પામીયા, ચિત્તવૃત્તિ સ્થિર બની ગઇ.

( ૨ )

જે નિત્ય પાટણ પુર વિશે, અદ્વૈત મત પ્રેરાવતા;
કલ્પીત કંટક દ્રુમ સમા, કુર માર્ગ દૂર કરાવતા;
વાધિ અવિદ્યા દેશમાં, તે ટાળવા યત્નો કરી;
ઉપદેશ દઇ સન્માર્ગનો, કુબુદ્ધિ બ્રાહ્મણની હરી.

( ૩ )

કાળાન્તરે કલ્પિત રૂઢી પ્રચલિત થઇ આ દેશમાં,
યવનો તણા અધિકારમાં, વ્હેમો વધ્યા આ દેશમાં,
એ ભય ગયો, જુલમ ગયો, ઉદય થયો ભાનુ નવો.
જેના પ્રકાશે અવનવાં, ઐહિક સુખ અનુભવો.

( ૪ )

તે સમય સાધીને પુનઃ વેદો પઠન પાઠન કરો,
બ્રહ્મત્વ જે ઝાંખું પડયું, તે શિઘ્ર તેજોમય કરો.
પુર્વે હતા જેવા મુની, તેવા બનોજ મુનીવરો.
એ બુદ્ધિ, વિદ્યા, કર્મ, આદિ, શોધી સંપાદન કરો.

( ૫ )

વળી વર્ણને આશ્રમ તણું સૌ પ્રેમથી પાલન કરો;
છોડો કુધારાને હવે, સદ્ધર્મમાં પ્રીતિ ધરો;
શ્રુતિ, સ્મૃતિ, શાસ્ત્રો તણું, પુનઃ મનન મનથી કરો.
પૂછી, પૂછાવીને મને, સંશય તણો નિર્ણય કરો.

( ૬ )

કહી એમ રાખી રેમ, વ્યાખ્યાનો હમેશાં આપતા,
એમ હૃદયની જડતા અને વળી અજ્ઞતાને કાપતા.
એવા જગદ્‌ગુરૂ **શ્રીશંકરસ્વામિને** હું પ્રણામોને:
વંદન કરૂં ધરી હેત અંતર, નમ્ર થઇ શિર નામોને.

